# સાવિત્રી ચરિત્ર.



ડાહ્યાભાઈ નગીનદાસે
સુરત મિશન પ્રેસમાં છપાવ્યું.
સને. ૧૯૦૭.

---

કિંમત ૧॥ આનો.

# પ્રસ્તાવના.



પરમપૂજ્ય શ્રી મહાભારત જેમાં પવિત્ર આખ્યાનોને લીધે અવર્ણનીય શોભા આવી રહી છે તેમાંનું સાવિત્રી ચરિત્ર એક છે. ભારત સરખા ગ્રંથમાં વ્યાસનું રચેલું આ આખ્યાન સાંભળતાં ભરતખંડના લાખો માણસને આનંદ થાય છે. સાધ્વી સાવિત્રીનું મહાત્મ્ય સાંભળી હજારો સ્ત્રીઓનાં ચિત્ત સદાચરણ તરફ વળ્યાં છે એમાં સંશય નથી.

પર રાજ્યના આરંભમાં આપણા સારા આચાર વિચાર નિરૂપાયે એક બાજુએ મૂકી વિસ્મરણ કરવાની આપણને જરૂર પડી. પૂર્વે રૂષિઓના વખતમાં સ્ત્રીઓ ઉંચા પ્રકારની વિદ્યા શીખતી. સ્વયંવરનો તેમને અધિકાર હતો, અને એવા બીજા પણ હક હતા. યવનવિજય વખતે એ રિવાજ જતા રહ્યા.

આ કારણને લીધે ભરતખંડમાં સ્ત્રીઓ પશુતુલ્ય અજ્ઞાની છે; આહારવિહાર સિવાય તેમને ઝાઝી સમજણ હોતી નથી, એમ વિલાયતના લોક બોલે અને તે આપણને સાચું લાગે એવી

આપણી સ્થિતિ થઇ. અબળા સ્થિતિ સુધારવા જે ઉપાય યોજવા જોઇએ તે યોજના બરાબર થઇ નહિ.

પ્રાચીન ભરતખંડમાં સ્ત્રીની સ્થિતિ કેવી હતી તેનો વિચાર કરતાં ને દેશકાળ મનમાં લાવતાં કયા પ્રકારના શિક્ષણથી સ્ત્રી પોતાના કુળને અને દેશને ભૂષિત કરશે તે નક્કી કરીને તે મુજબ વર્ત્તવાનું પડતુ મુકાયાથી, સ્ત્રીશિક્ષણ પદ્ધતિમાં વિલાયતના લોકની રીતિનો નમૂનો પ્રમાણરૂપ થયો. તેને લીધે ગતકાળમાં તેનું ફળ જેવું જોઇએ તેવું આવ્યું નહિ, અને જે આવ્યું તે જુના અને નવા વિચારના લોકને સરખું માન્ય નથી.

ઠીક,—વિદ્યા, ધન, યોગ્યતા કે અધિકારને યોગે જેમને સ્ત્રી-શિક્ષણનું સ્વામિત્વ મળ્યું છે તેઓ તે યુક્તિથી ચલાવીને સારો રસ્તો દેખાડશે એવી આશા આપણે રાખીએ.

ઇતિહાસ પ્રસિદ્ધ સ્ત્રીઓનાં ચરિત્ર વાંચી તેનાં ઉદાહરણ લોકની દૃષ્ટિ આગળ રહે એ હેતુથી આ નાનું સરખું પુસ્તક લખ્યું છે.

હાલ કેટલાક એમ કહે છે કે, સાવિત્રીની કથા પુરાણમાંની હોવાથી તેમાં અસંભવિત વાત ઘણી છે, અને તેથી તે અનુકરણ કરવા જોગ નથી. આ વિષે અમારૂં કહેવું એટલુંજ છે કે,

મનુષ્યના આચાર, વિચાર, ભાષા, સંકેત વિગેરેમાં કાળાંતરને લીધે ઘણો ભેદ પડે છે. એ કારણને લીધે કોઇ વાત વર્તમાન-કાળના અનુભવ પરથી અસંભવિત લાગે ત્યારે તેનો સારાસાર વિચાર કરી જે નિઃસંશય ખરો માર્ગ તેનો ત્યાગ નહિ કરવો, એજ સુજ્ઞ માણસનું કર્તવ્ય છે.

આ કથામાં કેટલીક વાત ચમત્કારી લાગે તો પણ સર્વેને માન્ય કરવું પડશે કે, સાવિત્રી નામે એક સુશીલ, રૂપવાન, વિદ્વાન રાજકન્યા હતી. તેણીને પિતાએ સ્વયંવર કરવા કહ્યું. સ્ત્રીઓનો સામાન્ય સ્વભાવ ઐશ્વર્ય (સંસાર સુખ તથા દુનિઆઇ મ્હોટાઇ) પર લક્ષ દેવાનો છે તેમ નહિ કરતાં તેણી માત્ર ગુણ પર લક્ષ રાખી પતિને વરી. પોતાના આચરણે કરીને સાસુ, સસરા, અને પતિને સંતુષ્ટ કરીને પતિ પર આવેલા મહાસંકટનો બુદ્ધિ કૌશલ્યથી પરિહાર કરીને ઉભય કુળ સુખી કીધાં. તેજ પ્રમાણે તેણીનું ચરિત્ર હાલ વાંચનારને સદાચરણમાં પ્રવૃત્ત કરે!

આ પુસ્તક તૈયાર કરવામાં મને રા. રા. તુકારામ જાવજી, નિર્ણય સાગર પ્રેસનાં મેનેજરના બનાવેલા મરાઠી સાવિત્રી ચરિત્ર-માંથી કિમતી મદદ મળી છે. તે માટે હું તેમનો આભારી છું.

ડાયાભાઇ નગીનદાસ.

# સાવિત્રી ચરિત્ર.



પાંડવ વનવાસ ભોગવતા હતા ત્યારે એક સમયે ધર્મરાજ યુધિષ્ઠિર માર્કંડેય ઋષિ પ્રત્યે બોલ્યા :—હે ઋષિ શ્રેષ્ઠ, મારી તથા ભાઇઓની આ હાલત છે. રાજ્ય ગયું તેથી મને આટલું ખોટું લાગતું નથી, પણ આ દ્રૌપદીની આવી અવસ્થા જોઇને મને ઘણું દુઃખ થાય છે. જુગટામાં દુષ્ટોએ અમારો છળ કીધો, પણ એ સતીએ અમને તે સંકટમાંથી તાર્યા. વનમાં આવ્યા પછી પણ જયદ્રથે બળાત્કારે તેણીનું હરણ કીધું. આ દ્રૌપદી સરખી પતિવ્રતા, ને તેને ભારે દુર્દશા વેઠવી પડેલી એવી કોઇ સ્ત્રી તમે આગળ જોઇ છે કે તેને વિષે સાંભળ્યું છે શું ?

આ પ્રમાણે ધર્મરાજાનું ભાષણ સાંભળી માર્કંડેય ઋષિ બોલ્યા હે રાજા, કુળવાન સ્ત્રીઓનું મહાત્મ્ય સાંભળ. રાજકન્યા સાવિત્રીનું ચરિત્ર હું તને કહી સંભળાવું.

મદ્રદેશમાં મોટા ધાર્મિક, બ્રહ્મનિષ્ઠ, ઉદાર, સત્યવાદિ, જીતેંદ્રિય, યજ્ઞ કરનાર એવા અશ્વપતિ નામે રાજા હતા. મોટી ઉમર થઇ

ને પેટે કંઇ સંતાન નાહિ, તેથી તેમને દુઃખ ઉત્પન્ન થયું. સંતાન થાય માટે નિયમિત વખતે મિતાહાર, બ્રહ્મચર્ય, જીતેંદ્રિય-પણું આદિ કઠણ નિયમ ધારણ કરીને ઇશ્વરની આરાધના કરવા લાગ્યા. દરરોજ સાવિત્રીમંત્ર બોલી લક્ષ હોમ કરી સાયંકાળે માફકસર ભોજન કરતા. આ પ્રમાણે અરાઢ વર્ષ તપશ્ચર્યા કરી એટલે દેવી સાવિત્રી તેને પ્રસન્ન થઇ. ઉત્તમ રૂપ ધારણ કરી તે હોમમાંથી નિકળી રાજા આગળ પ્રગટ થઇ, અને ઘણા હર્ષ-ભેર રાજા પ્રત્યે બોલી; હે રાજા, તારા શુદ્ધ બ્રહ્મચર્ય, ઈંદ્રિય-નિગ્રહ, નિયમ, સર્વાત્મ ભાવયુક્ત ભક્તિ, એ બધાથી હું સંતુષ્ટ થઇ. તને ગમે તેવું વરદાન માગ, જેને યોગે અધર્મ થાય એવું માત્ર માગીશ નહિ.

સાવિત્રીનું ભાષણ સાંભળી અશ્વપતિ રાજા બોલ્યા હે દેવી, મને પ્રજા થાય તે માટે ધર્મ બુદ્ધિથી મેં તારૂં પૂજન કીધું. જો તું પ્રસન્ન થઇ હોય તો કુળને શણગારરૂપ થાય એવા પુષ્કળ દીકરા મને હોય એ વર માગું છું. બ્રાહ્મણો મને કહે છે કે, ધર્મ-સાધનને યોગે સંતતિ આવી મળે છે.

સાવિત્રી બોલી રાજા, તારો અભિપ્રાય જાણી મેં પ્રથમજ બ્રહ્મદેવ આગળ આ વાત કાઢી હતી, તેની કૃપાથી તને એક

ઉત્તમ કન્યા થશે. હવે બીજું કંઇ બોલીશ નહિ, હું સંતુષ્ટ થઇને તને બ્રહ્મદેવની આજ્ઞા મુજબ આ કહું છું.

આ પ્રમાણે સાવિત્રીનું ભાષણ સાંભળી રાજા સાવિત્રી પ્રત્યે બોલ્યા, તમારી કૃપાથી આ વર મને જલદી સફળ થાય. આમ રાજા બોલતા હતા તેવામાં સાવિત્રી ગુપ્ત થઇ. પછી રાજા પણ પોતાના નગરમાં ગયા ને ધર્મપૂર્વક પ્રજાનું પાળણ કરવા લાગ્યા. કેટલાક દિવસ વહી ગયા પછી રાણીને ગર્ભ રહ્યો, ને પૂરે મહિને પ્રસવ થયો ત્યારે એક ઘણી રૂપવાન કન્યા જન્મી, રાજાએ તેના જાત કર્માદિક સંસ્કાર કીધા. સાવિત્રી મંત્રના હવને કરી સંતુષ્ટ થએલી સાવિત્રી દેવીએ આ કન્યા આપી માટે રાજાએ અને બ્રાહ્મણે કન્યાનું નામ સાવિત્રીજ પાડયું, સાક્ષાત્ લક્ષ્મીજ દેખાતી તે કન્યા દિવસાનુદિવસ મોટી થતાં કંઇ કાળે પરણવા યોગ્ય થઇ. તેણીનું ઉત્તમ રૂપ જોઇ લોકને લાગતું કે આ તો કોઇ દેવકન્યાજ પૃથ્વી પર આવી છે. કન્યાના રૂપ આગળ સર્વે કોઇ અંજાઇ જતાં, તેથી તેને પરણવાને કોઇ પણ આગળ પડી માગું કરી શકતા નહિ. એક દિવસ અપવાસી રહીને ચંદ્ર છતાં સ્નાન કરી સાવિત્રીએ દેવની આરાધના કીધી, પછી અગ્નિમાં યથાવિધી હોમ કરી બ્રાહ્મણની પૂજા કીધી તેનો આશીર્વાદ લીધો,

પછી બાકી રહેલા પૂજાસાહિત્ય લઇ પિતા કને જઇ તેમને પગે પડી, તેમની પૂજા કરી હાથ જોડી પાસે ઉભી રહી.

સાક્ષાત્ દેવી સરખું તેનું રૂપ અને તરૂણ અવસ્થા જોતાં તેમજ તેને વરવાને કોઇ માગું કરતું નથી એ મનમાં આવતાં રાજાને ઘણુંજ દુઃખ લાગ્યું. તે તેણીને કહેવા લાગ્યા, દીકરી, તું પરણવા જોગ થઇ છે, પણ મારા આગળ આવી કોઇ તારૂં માગું કરતું નથી. આપણને ગુણે કરીને યોગ્ય એવો સ્વામી તુંજ શોધી કાઢ, જે તને યોગ્ય વર લાગે તે મને સંભળાવ, એટલે વિચાર કરીને હું તને તેને દઇશ. બ્રાહ્મણ ધર્મશાસ્ત્રાર્થે કહે છે તે હું તને બોલી બતાવું છું, સાંભળ. છોકરી વરવા યોગ્ય થઇ છતાં જે પિતા તેનું લગ્ન કરે નહિ તે નિંદાય છે. લગ્ન કરીને જે પતિ સ્ત્રી સમિપ રહેતો નથી તે નિંદવા જોગ છે. પિતા મરણ પામ્યા પછી જે પુત્ર માનું પાળણ કરતો નથી તે પુત્ર નિંદ્ય છે. આ મારૂં બોલવું લક્ષમાં રાખી ભરતારની શોધમાં તું જલદી જા, દેવ મારી નિંદા ન કરે એવું તું કર.

આ પ્રમાણે છોકરીને કહીને વૃદ્ધ પ્રધાનને આજ્ઞા આપી કે તમે એની સાથે સૈન્ય લઇ પરવરો. સાવિત્રી પિતાનું ભાષણ સાંભળી તેમના ચરણમાં નમસ્કાર કરી લાગલીજ વર શોધવા

જવાને નિકળી પડી. સોનાના રથમાં બેસી સાથે વૃદ્ધ પ્રધાન રાખી જે ઠેકાણે મોટા મોટા રાજર્ષિ તપશ્ચર્યા કરતા હતા ત્યાં તે ગઇ. ત્યાં બહુ કીર્તિમાન પૂજ્ય અને વૃદ્ધ રાજાઓ હતા તેમની મુલાકાત લેતાં અનેક ઠેકાણે ફરી, તેમજ ઘણાએક તીર્થને સ્થળે જઇ તેણે પુષ્કળ દાનધર્મ કીધાં.

પછી એક સમયે નારદ ઋષિ અશ્વપતિ રાજાને મળવા આવ્યા. મળ્યા, ભેટયા, ને બન્ને વાતચિત કરતા હતા એટલામાં સાવિત્રી સઘળા તીર્થ ને આશ્રમમાં ફરી પાછી આવી. તેણે પિતાના તથા નારદ ઋષિના ચરણમાં માથું મૂકી નમસ્કાર કર્યો. સાવિત્રીને જોઇ નારદ ઋષિ કહેવા લાગ્યા, હે રાજન્ આ તારી કન્યા ક્યાંથી આવી? અને એ વરવા યોગ્ય થઇ છતાં એનું લગ્ન કેમ કરતા નથી?

એ સાંભળી અશ્વપતિ રાજા બોલ્યા,—મહારાજ, એ કામ માટેજ મેં એને મોકલી હતી, હમણાંજ તે આવી છે, તે કયા ધણીને વરી તે સાંભળીએ. પછી પિતા સાવિત્રી પ્રત્યે બોલ્યા, હવે અથઇતિ સઘળા સમાચાર તું કહે. ત્યારે તે બોલી, શાલ્વ દેશના દ્યુમત્સેન નામે રાજા હતા, પાછળથી તે આંધળા થયા, તેનો દીકરો નાનો હતો. આવો સમય જોઇ પહેલાનો શત્રુ જે

થડમાં હતો તેણે તેમનું રાજ્ય હરણ કીધું. ત્યારે ધુમત્સેન દીકરાને અને સ્ત્રીને સાથે લઇ વનમાં ગયા ને તપશ્ચર્યા કરવા લાગ્યા. તેમનો દીકરો નગરમાં જન્મેલો છે ને હાલ તપોવનમાં રહે છે, તેનું નામ સત્યવાન, તે મને વરવા યોગ્ય છે એમ મેં મનમાં ઠરાવ્યું છે.

એ સાંભળી નારદ ઋષિ બોલ્યા, અરેરે! સાવિત્રીએ ગુણવાન એવા સત્યવાનને અજાણતાં પતિ માન્યો એ બહુ ખોટું કીધું. એના માતપિતા સત્ય ભાષણ કરનારા હતા તેથી એનું સત્યવાન નામ પડ્યું. તેને નાનપણથી ઘોડાની રમત બહુ ગમતી; મટોડીના ઘોડા કરતો ને ઘોડાના ચિત્ર કાઢતો તેથી એને ચિત્રાશ્વ પણ કહે છે.

અશ્વપતિ—તે સત્યવાન રાજપુત્ર હાલ તેજસ્વી બુદ્ધિમાન, ક્ષમાશીલ, શૂરો, માતપિતા પર પ્રીતિ કરનાર છે શું?

નારદ—તે સૂર્ય સરખો તેજસ્વી, બૃહસ્પતિ સરખો બુદ્ધિમાન, ઈંદ્ર સરખો શૂરો ને પૃથ્વી સરખો ક્ષમાશીલ રાજપુત્ર છે.

અશ્વપતિ—તે સત્યવાન, દાતા, બ્રાહ્મણનો સત્કાર કરનારો, રૂપવાન, ઉદાર, ને મનને આનંદ ઉપજાવનાર છે શું?

નારદ—સંકૃતિ રાજાના પુત્ર રંતીદેવ સરખો મોટા દાન આપવામાં શૂરો, ઉશીનર રાજાનો પુત્ર જે શીબી, તેના સરખો

બ્રહ્મનિષ્ઠ ને સત્યવાદી છે. તે યયાતિ જેવો ઉદાર, ચંદ્ર સરખો સુંદર અને અશ્વનીકુમાર જેવો રૂપવાન છે. તે જીતેંદ્રિય, કૃપાળુ, શૂરો, પ્રમાણિક, સ્નેહથી વર્તનારો, કજીઓ નહિ કરનાર, નમ્ર, તેજસ્વી તથા હમેશાં સરળ રીતે વર્તનાર છે. તેનાં આચરણ સર્વકાળ એક સરખાં છે; એમ તપ કરતાં વૃદ્ધાવસ્થાએ પહોંચેલા સજ્જનો બોલે છે.

અશ્વપતિ—મહારાજ! આપે તેના ગુણ મને કહી બતાવ્યા, તેમજ તેનામાં જે કંઇ દોષ હશે તે મને કહો.

નારદ–સર્વ ગુણને પાછળ નાખનારો એક દોષ તેનામાં છે, તે દોષ કોઇ પણ ઉપાયે મટે એમ નથી. તે મોટો દોષ આ છે કે આજથી એક વર્ષનું તેનું આયુષ્ય છે, તે પુરૂં થશે એટલે તેનો દેહ પડશે.

આ સાંભળી અશ્વપતિ રાજા સાવિત્રી પ્રત્યે બોલ્યા—છોકરી, જા, બીજો પતિ વર. નારદજી કહે છે કે બધા ગુણને પાછળ નાંખનારો તેનામાં એક દોષ છે, તે દોષ એ છે કે તે અલ્પાયુષિ છે, એક વરસે તે મરશે.

સાવિત્રી—કોઇ પણ પદાર્થનો એટલે પૂર્ણ વસ્તુનો તુકડો એક વાર પડ્યા એટલે તે પૂર્વવત આખી થવાની નહિ. તેમજ કન્યાનું દાન એક વાર થયું એટલે તે પૂર્ણ થયું.

માણુસ કોઇને એક વાર એક વસ્તુ આપીશ એમ બોલ્યો એટલે તે આપવીજ પડે. આ ત્રણ વાત એકજ વાર બને. તે દીર્ઘાયુષિ હોય કે અલ્પાયુષિ હોય, સારા ગુણવાળો હોય કે દુર્ગુણી હોય, પણ હું તેને એક વાર વરી છું, હવે બીજાને વરનાર નથી.

માણુસ પહેલાં મનથી નક્કી કરે છે, પછી વાચાથી બોલે છે અને કામ કરે છે. એટલા માટે મેં એક વાર મનમાં ઠરાવ કીધો તેજ મને પ્રમાણ છે.

**નારદ**—રાજા, તારી દીકરીનો નિશ્ચય પાકો છે, આ ધર્મા-ચરણથી તે કદીએ ફેરવાશે નહિ. સત્યવાનમાં જે ગુણો છે તે બીજા પુરૂષમાં મળવાના નહિ; આ કારણને લીધે તેનેજ દીકરી દેવી એ મને ઠીક લાગે છે.

**અશ્વપતિ**—આપ મારા ગુરૂજી છો, તેણીનો નિશ્ચય ફેરવવો યોગ્ય નથી એવો આપનો મત છે, તો હું આપના કહેવા પ્રમાણે કરૂં છું.

**નારદ**—રાજા, વિવાહ થાય ને સાવિત્રીનું કલ્યાણ થાય! હવે હું જાઉં છું. તમ સર્વનું કલ્યાણ થાઓ, એવું બોલી નારદ સ્વર્ગમાં ગયા. રાજાએ પણ છોકરીના લગ્નની ઉત્તમ પ્રકારે

તૈયારી કીધી. મોટમોટા વિદ્વાન બ્રાહ્મણુને જોડે લઇ કન્યા સહિત પગે ચાલતાં જ્યાં દ્યુમત્સેન રાજા હતા તે તપોવનમાં ગયા. ત્યાં શાલવૃક્ષ નીચે દર્ભાસન પર બેડેલા તે આંધળા રાજા તેની નજરે પડ્યા. તેની પાસે જઇ નમસ્કાર કરી અશ્વપતિ રાજાએ પોતાનું નામ વગેરે કહ્યું. ત્યારે દ્યુમત્સેને પણ તેમનો યોગ્ય સત્કાર કરીને તેમનું આવવાનું કારણ પૂછ્યું.

અશ્વપતિ રાજા બોલ્યા, મહારાજ, આ મારી કન્યા; એનું નામ સાવિત્રી, એ ઘણી સુસ્વરૂપ છે, એને શાસ્ત્રપૂર્વક તમારી કુળવધૂ કરી લો એવી મારી વિનંતી છે.

**દ્યુમત્સેન**—અમે રાજ્યભ્રષ્ટ થયા છીએ, વનમાં તપશ્ચર્યા કરીએ છીએ. તમારી દીકરી વનવાસના દુઃખમાં કેમ રહેશે?

**અશ્વપતિ**—સુખદુઃખ અનિત્ય છે એ હું અને મારી દીકરી જાણીએ છીએ, અમને એ કહેવું પડે એમ નથી. હું નિશ્ચય કરીને તમારી પાસે આવ્યો છું. હું સ્નેહપૂર્વક તમારી પ્રાર્થના કરૂં છું તો મને તમે નિરાશ નહિ કરશો. પ્રેમથી પાસે આવેલાનો ત્યાગ કરવો તમને ન ઘટે. તમે મારે યોગ્ય વહેવાઇ છો, હું પણ તમારે યોગ્ય વહેવાઇ છું, એ માટે મારી કન્યા સત્યવાનને વરી તમારી કુળવધૂ થાય.

આ પ્રમાણે અશ્વપતિ રાજાનું ભાષણ સાંભળી દ્યુમત્સેન રાજા બોલ્યા, તમારી સાથે સંબંધ જોડવો એવું પહેલાં મારા મનમાં હતું, પણ રાજ્યભ્રષ્ટ થયાથી એ વિચાર છોડવો પડ્યો. મારી પહેલાંની ઇચ્છા આજજ સફળ થઇ, આપ આવ્યા એ ઘણું ઉત્તમ થયું. આમ બોલ્યા પછી જુદા જુદા આશ્રમમાંથી સર્વ બ્રાહ્મણને બોલાવી બન્ને રાજાએ વર તથા કન્યાનું શાસ્ત્રવિધિએ લગ્ન કીધું. અશ્વપતિ રાજાએ કન્યાને અલંકાર ભૂષણ વગેરે પુષ્કળ સાસરવાસો આપ્યો ને આનંદથી પોતાને ઘેર ગયા. આવી સર્વગુણ સંપન્ન ભાર્યા મળવાને લીધે સત્યવાનને ઘણો આનંદ થયો; મનમાં ઇચ્છેલો વર મળવાથી સાવિત્રી પણ આનંદિત થઇ. પિતા ઘેર ગયા પછી અલંકાર ભૂષણ એક ઠેકાણે મૂકી સાવિત્રીએ વલ્કલ પહેર્યાં. સેવા, સદ્ગુણ, નમ્રતા ઇંદ્રિયનિગ્રહ ઇત્યાદિ ગુણે કરી તેણે સર્વને સંતોષ પમાડયો. તે રોજ સાસુસસરાની સેવા કરી તેમની સાથે નમ્રતાથી વર્તી તેમને સંતુષ્ટ કરતી, તેમજ પતિ સાથે પ્રેમથી વર્તીને તેને સુખી કરતી. આ પ્રમાણે તે આશ્રમમાં સર્વ માણસ સાથે ઘણા દિવસ સુખમાં રહી, તો પણ નારદમુનિનું ભાષણ સંભારી સાવિત્રી હમેશા મનમાં ઝુર્યા કરતી.

બહુ દિવસ વિત્યા પછી સત્યવાનનું આયુષ્ય પુરૂં થવાનો વખત આવી પહોંચ્યો. સાવિત્રી એક પછી એક દહાડા ગણતી હતી. આજથી ચોથે દિવસે મારા ધણીનું મોત થશે, એમ જાણીને તેણીએ ત્રણ રાત્રિ ઉપવાસવ્રત આરંભ્યું. સાવિત્રી ઉપવાસવ્રત કરે છે એ સાંભળી ધુમત્સેન રાજાને ઘણું દુઃખ લાગ્યું. તે તેણીની પાસે જઇ તેણીને સમજાવી કહેવા લાગ્યા, હે રાજકન્યા, તેં આ ઘણા કઠણ વ્રતનો આરંભ કીધો છે, ત્રણ દિવસ ઉપવાસ કરવો ઘણું કઠણ છે. એ સાંભળી સાવિત્રી બોલી મહારાજ, આપ ચિંતા ન કરો, હું વ્રત પૂરૂં કરીશ. મેં તે ઉદ્યોગથી આરંભ્યું છે, સર્વ કાર્યનું કારણ ઉદ્યોગજ છે.

એના ઉત્તરમાં ધુમત્સેન રાજા બોલ્યા, તું વ્રત ભંગ કર એવું મારાથી બોલાય નહિ. તું વ્રત કર એ કહેવું અમને યોગ્ય છે. આ પ્રમાણે કહી ધુમત્સેન રાજા મુગા રહ્યા. સાવિત્રી ઉપ-વાસને લીધે સુકાઇને કાષ્ટ જેવી થઇ ગઇ. કાલે પતિનો મરણનો દિવસ એ મનમાં આવવાથી તે આખી રાત દુઃખે ટળવળતી હતી. બીજે દિવસે સૂર્યોદય થતાં વ્રત સંબંધી હોમ હવન કરી સર્વ બ્રાહ્મણ તથા સાસુ સસરાને પગે લાગી. ત્યારે સૌએ "સૌભાગ્યવતી રહે" એવો આશીર્વાદ આપ્યો; તે વખતે

તથાસ્તુ બોલીને તે નારદ ઋષિના ભાષણનું ચિંતવન કરતી સ્તબ્ધ થઇ રહી. પછી સાસુ સસરા એકાંતમાં પ્રેમ લાવી તેને કહેવા મંડયા, તારી યોજના પ્રમાણે વ્રત સમાપ્ત થયું, હવે પારણા કરવાનો વખત થયો છે. એ સાંભળી સાવિત્રી બોલી, સૂર્યાસ્ત થતાં ભોજન કરવું એવો મારો સંકલ્પ છે.

આ પ્રમાણે સાવિત્રી ભોજન વિષે બોલે છે એટલામાં સત્યવાન ખાંધ પર કુહાડી નાંખી રાનમાં ચાલવા નિકળ્યો. ત્યારે સાવિત્રી કહે છે, "એકલા જશો નહિ, હું તમારી સાથે આવું છું, તમારાથી વેગળા રહેવું મને ગોઠતું નથી."

**સત્યવાન**—તું કદી રાનમાં ગઇ નથી, રસ્તો પણ બહુ ખરાબ છે. તું ઉપવાસ કરવાથી કમજોર થઇ ગઇ છે. તારે પગે ચલાશે કેમ?

**સાવિત્રી**—હું ઉપવાસી રહેવાથી થાકી ગઇ નથી. ચાલવાનો શ્રમ મને લાગવાનો નથી. મને આવવાની હોંસ છે, તો તમે ના પાડશો નહિ.

**સત્યવાન**—તારી આવવાની મરજી છે તો તું કહે છે તે મેં સાંભળ્યું, પણ મને ઠપકો ન આવે તે માટે વડીલોને પૂછી જો.

એ સાંભળી તેણી સાસુ સસરા આગળ હાથ જોડી બોલી :— ધણી અરણ્યમાં ફળ લાવવા જાય છે, જો તમે અનુમોદન આપો તો તેની સાથે જવાની મને ઇચ્છા છે. આજ મને એમ ભાસે છે કે મારે તેનાથી દૂર ન રહેવું. બીજી વાત તો વેગળી રહી પણ વડીલ અને અગ્નિની સેવા અર્થે તે જાય છે તેમાં તેમને જતાં વારવા એ મારાથી બોલાય નહિ. અહીં આવ્યાનેં મને એક વર્ષ પૂરૂં થયું, આજ સુધી વનશોભા નિરખવાને આશ્રમની બહાર હું ગઇ નથી. સાવિત્રીનું ભાષણ સાંભળી ધુમત્સેન બોલ્યા, આપણી વહુ થયા પછી એણે કદી કંઇ માગ્યું હોય એવું મને યાદ નથી, એ માટે આજ એનો મનોરથ પૂર્ણ કરવો જોઇએ. આમ પોતાની સ્ત્રી પ્રત્યે બોલી તે સાવિત્રીને કહેવા લાગ્યા દીકરી, સાવધપણે (જાગૃતિ રાખીને) જા, માર્ગમાં સત્યવાનથી દૂર રહીશ નહિ.

સાસુ સસરાની આજ્ઞા મળી એટલે પતિ સાથે તે ઉમંગભેર ગઇ, માત્ર મનમાં તેને ઘણું દુઃખ થતું હતું. તેણીએ મોર વગેરે અનેક પક્ષીસમુદાય જેમાં આવી રહ્યા છે એવા અરણ્યમાં નાના પ્રકારની વનશોભાના દેખાવ દીઠા. ત્યાં સત્યવાન તેને પાણીથી ભરપૂર વહેતી નદી, મોટાં મોટાં ઝાડ જે પર જુમખે જુમખા ફૂલ આવી રહ્યાં હતાં, તે દેખાડતો હતો.

તેણી પતિની પાછળ ચાલતી હતી ત્યારે તેના મોતની ઘડી પાસે ને પાસે આવે છે, એ મનમાં જાણીને તેણીનું હૃદય ફાટી જતું હતું. બન્નેએ ફળ વીણી એકઠાં કરી ટોપલી ભરી, પછી સત્યવાન કાષ્ટ તોડવા લાગ્યો. લાકડાં કાપતાં તેને શરીરે ઝોબા છૂટયા, ને શ્રમને લીધે કપાળ દુખવા લાગ્યું. ત્યારે તે સાવિત્રી પ્રત્યે બોલ્યો:—મારૂં અંગ દુખે છે, છાતીમાં બળતરા બળે છે, મને આજ સારૂં લાગતું નથી. હું સૂઇ જઇશ, મારાથી ઉભું રહેવાતું નથી.

આ સાંભળી સાવિત્રી નીચે બેઠી ને પોતાની જાંગ પર માથું મૂકી સૂઇ જવા પતિને કહ્યું. સાવિત્રી હવે નારદનાં વચન મનમાં લાવી તે ક્ષણ (મોત) ની વાટ જોતી રહી. એવામાં તારાં વસ્ત્ર પહેરેલા, મુગટ ધારણ કરેલા, સૂર્ય સમાન તેજસ્વી, જેના ડોળા લાલ છે એવા અને હાથમાં પાશ ઝાલેલા એક ભયંકર પુરૂષ સત્યવાન પાસે આવીને તેને નીરખીને જોયા કરતા તેણીની નજરે પડયા. તેમને જોતાંજ તેણીનું હૃદય ધડક્યું, પછી હળવે પતિનું મસ્તક નીચે મૂકી ઉભી થઇ અને હાથ જોડી બીતી બીતી બોલવા લાગી:—

**સાવિત્રી**—આપ દેવ છો એમ મને લાગે છે; આ શરીર

મનુષ્યનું નથી. આપ કોણ છો? અહીં શા કારણે આવ્યા છો તે મને કહો.

**યમ**—સાવિત્રી, તું પતિવ્રતા ને તપસ્વી છે, તેથી હું તારી સાથે બોલું છું; હું યમ છું તે તું જાણ. આ તારો પતિ રાજપુત્ર સત્યવાન તેનું આયુષ્ય પુરૂં થયું; તેને બાંધીને લઇ જવા હું આવ્યો છું.

**સાવિત્રી**—મહારાજ, મનુષ્યને લઇ જવા આપના દૂત આવે છે એમ લોક કહે છે. આજ આપ પોતે લઇ જવાને કેમ પધાર્યા?

એ સાંભળી યમ બોલ્યા, આ ધાર્મિક, રૂપવાન ને ગુણસાગર છે. દૂત આવીને એને લઇ જાય એ યોગ્ય નથી માટે હું પોતે આવ્યો. એમ બોલી યમે સત્યવાનના શરીર પર પાશ નાંખી અંગુઠા જેવડોજ એક પુરૂષ બાંધીને બહાર કાઢયો. ત્યારે પ્રાણ ગયાને લીધે સત્યવાનનું મુડદું ફીકું પડી નઠારૂં દેખાવા લાગ્યું. યમ તેને લઇને દક્ષિણ દિશાએ ચાલ્યા. પતિવ્રતા સાવિત્રી પણ ઘણી દુઃખી થઇને યમ પાછળ ચાલી ત્યારે યમ બોલ્યા:—

સાવિત્રી પાછી વળ, એની ક્રિયા કર, તેં ભર્તારનું રૂણ ફેડયું; જેટલું આવવું જોઇએ તેટલું તું આવી છું.

**સાવિત્રી**—જ્યાં મારા ભર્તારને કોઇ લઇ જશે અથવા તો જ્યાં તે જશે ત્યાં મારે જવું એ મારો સનાતન ધર્મ છે. તપ, ગુરૂભક્તિ, પતિ પરનો પ્રેમ, વ્રત, અને આપની કૃપાના પ્રભાવથી મને તેની પાછળ જવાનું સામર્થ્ય છે. તત્વજ્ઞાનને જાણનારા પંડિત એમ કહે છે કે મૈત્રી એટલે સખાભાવ, સાત પગલાં સાથે હીંડયાથી થાય છે. હું આપની સાથે આટલી દૂર આવી છું, તેને લીધે આપને મિત્ર સમજીને કંઇ કહું છું તે સાંભળશો.

જે જીતેંદ્રિય નથી તે વનમાં રહીને ધર્માચરણ કરતા નથી. જે સંત છે તે આત્મજ્ઞાન પ્રાપ્ત કરાવવાને લોકને ધર્મ શિખવે છે. ધર્મ એજ સર્વમાં શ્રેષ્ઠ છે, તેટલા માટે અમે પરમેશ્વર પ્રાપ્તિને અર્થે સન્માન્ય એવા ગૃહસ્થાશ્રમધર્મમાં રહીએ છીએ તો અમારો ધર્મ આપ કૃપા કરીને ચાલવા દેશો.

**યમ**—સાવિત્રી, પાછી વળ; સ્વર, અક્ષર, વ્યંજનના જેમાં ઉત્તમ ઉચ્ચાર છે એવું તારૂં સયુક્તિક ભાષણ સાંભળી હું સંતુષ્ટ થયો છું. વરદાન માગ; સત્યવાનના આયુષ્ય શિવાય તારે જે જોઇએ તે બધું હું આપું.

**સાવિત્રી**—મારા આંધળા સસરા આશ્રમ બાંધી વનમાં રહે છે, તે પોતાના રાજ્યથી ભ્રષ્ટ થયા છે. આપની કૃપાથી તે દેખતા થાઓ, ને શક્તિવાન તથા સૂર્ય સરખા તેજસ્વી થાઓ!

યમ—સાવિત્રી, હું તને વરદાન આપું છું; તું બોલી તેમ થશે. હવે તું માર્ગે ચાલતાં થાકી ગઇ હશે, પાછી વળ; શ્રમ શું કામ ઉઠાવે છે?

સાવિત્રી—પતિ પાસે છે તો મને શ્રમ હોયજ ક્યાંથી? જ્યાં મારા પતિ ત્યાં હું. જ્યાં પતિને તમે લઇ જશો ત્યાં હું આવીશ. દેવરાજ, વળી મારૂં ભાષણ સાંભળો! સાધુનો એક વાર સમાગમ થયો એટલે તેની મૈત્રી થાય છે એમ લોક કહે છે. સત્પુરૂષનો સમાગમ વ્યર્થ જવાનો નહિ, એ માટે તેની પાસે ને પાસે રહેવું.

યમ—પડિતની પણ બુદ્ધિને હરાવે એવું તેં જે ભાષણ કીધું, તે સાંભળી હે સાવિત્રી, હું સંતુષ્ટ થયો. સત્યવાનના આયુષ્ય શિવાય બીજો ગમે તે વર માગ.

સાવિત્રી—મારા સસરાનું રાજ્ય શત્રુએ હરણ કીધું છે, તે તેને ફરી મળો! તેને હાથે અધર્મ કદી થાય નહિ, એ બીજો વર માગું છું.

યમ—સાવિત્રી, તારા સસરાને ફરી રાજ્ય પ્રાપ્ત થશે, તે સ્વધર્મ કદી છોડશે નહિ. તારી ઇચ્છા મેં પુરી કીધી, હવે પાછી વળ, શ્રમ નહિ કર.

સાવિત્રી—મહારાજ, આપ પ્રજાને નિયમમાં રાખી તેમને સારે માર્ગે લાવો છો માટે લોક આપને યમ કહે છે, એ વિષે હું બોલું છું તે સાંભળો. કર્મે, મન ને વાણીથી પ્રાણીમાત્રનો દ્રોહ ન કરવો, તેમના પર દયા રાખવી, યથાશક્તિ દાન આપવું એ સાધુ લોકોનો સર્વકાળ સત્ય એવો ધર્મ છે. જગત એવું છે કે મનુષ્ય ધર્માચરણમાં છેક દુર્બળ રહે છે, તે માટે જે સાધુ છે તે શરણે આવેલા શત્રુ પર પણ દયા કરે છે.

યમ—તરસ્યાને જળ મળવાથી જેવો આનંદ થાય છે તેવો આનંદ મને તારા ભાષણથી થાય છે. સત્યવાનના જીવ શિવાય બીજી કંઇ તારી ઇચ્છા હોય તે માગી લે.

સાવિત્રી—મારા પિતા રાજા છે, પણ તેમને સંતતિ નથી. તેમને સો ઔરસપુત્ર થાય એ ત્રીજો વર હું માગું છું.

યમ—તારા પિતાને ઉત્તમ સો પુત્ર થશે. તારી ઇચ્છા પૂર્ણ થઇ, હવે તું પાછી વળ, બહુ દૂર આવી છે.

સાવિત્રી—પતિ પાસે છે એટલે મને દૂર લાગતું નથી, મારૂં મન તો એથીએ દૂર દોડે છે. આપ ચાલતાં ચાલતાંજ હું જે બોલું છું તે સાંભળો. વિવસ્વાન્ એટલે સૂર્ય; આપ તે સૂર્યના પુત્ર, માટે આપને લોક વૈવસ્વત કહે છે. આપના શાસન

(દંડ) ના યોગે લોક ધર્મોચરણ કરે છે માટે આપને ધર્મરાજ કહે છે. સાધુ પર જેવો મનુષ્યનો વિશ્વાસ છે તેવો પોતા પર પણ નથી માટે સર્વ લોક સાધુની પ્રાર્થના કરે છે. મૈત્રી થાય તો લોક એકમેકનો વિશ્વાસ કરે છે, આ કારણને લીધે સાધુ પુરૂષો પર લોકોનો અધિક વિશ્વાસ રહે છે.

**યમ**—સાવિત્રી, તેં જેવું ભાષણ કીધું તેવું ભાષણ મેં કદી સાંભળ્યું નથી, તારા બોલ સાંભળી હું ઘણો સંતુષ્ટ થયો. સત્યવાનને જીવતો કરવા શિવાય તારે જોઇએ તે ચોથો વર માગી લે અને પાછી વળ.

**સાવિત્રી**—મને સત્યવાનથી સો ઔરસપુત્ર થાય એ ચોથો વર હું માગું છું.

**યમ**—સાવિત્રી, તને પરાક્રમી એવા ઉત્તમ સો પુત્ર થશે. હવે તું થાકી છે, ઘણી દૂર આવી પાછી વળ.

**સાવિત્રી**—સાધુ હમેશા ધર્મથી વર્તે છે, સાધુને કોઇ પણ વાત અશક્ય નથી. સાધુ એકવાર બોલે છે તે કર્યા વગર રહેતા નથી, સાધુનો સમાગમ કદી નિષ્ફળ જવાનો નહિ. સાધુનો સમાગમ થયો તો કશાનો ભય રહેતો નથી. સાધુ સત્ય ધર્મથી આચરણ કરે છે તેથીં સૂર્ય ઉગે છે, સાધુના તપના

યોગે પૃથ્વી સ્થિર રહે છે; ભૂત, ભવિષ્ય સર્વ સાધુને સ્વાધીન છે, સાધુની સંગત થઇ એટલે કદી નાશ આવવાનો નહિ. પરોપકાર કરવો એ સજ્જનનું કામ છે એ સમજી પ્રત્યુપકાર (બદલા)ની અપેક્ષા (ઇચ્છા) નહિ કરતાં સાધુ બીજાનું ભલું કરે છે. સત્પુરૂષનો પ્રસાદ કદી પણ વ્યર્થ જવાનો નહિ. તેનાથી સંપત્તિ ને કીર્તિનો લાભ પ્રાપ્ત થાય છે, એ માટે સત્પુરૂષ એજ રક્ષણ કરનાર છે.

**યમ**--સાવિત્રી, જેમ જેમ તું ધર્મયુક્ત, હૃદયને આનંદદાયક, વ્યાકરણ શુદ્ધ, અર્થયુક્ત ભાષણ કરે છે, તેમ તેમ તારા વિષે મારા મનમાં અધિક ભાવ ઉત્પન્ન થાય છે, તારે ગમે તે ઉત્તમ વર માગ.

**સાવિત્રી**--બીજા વર મને આપ્યા તેમ આપે મને પુત્ર-પ્રાપ્તિનો વર આપ્યો છે તે સૌભાગ્ય શિવાય પૂર્ણ થનાર નથી, એ માટે સત્યવાન જીવતા થાય એ વર હું માગું છું, કારણ પતિ વગર હું મુઆ બરાબરજ છું. પતિનો વિયોગ હોય તો મને કોઇ પણ સુખની ઇચ્છા નથી; પતિ વિના મને સ્વર્ગની પણ ઇચ્છા નથી; પતિ વિના મને જગત્‌માં રહેવાની ઇચ્છા નથી. મને સો પુત્ર થશે એવો આપેજ વર આપ્યો છે, અને મારા

પતિને તો લઇ જાઓ છો. આપનુંજ ભાષણ સત્ય થાય માટે સત્યવાન જીવતો થાય એ વર હું માગું છું.

આ પ્રમાણેનું સાવિત્રીનું ભાષણ સાંભળી યમે "તથાસ્તુ" કહી સત્યવાનને પાશમાંથી મુક્ત કીધો. પછી યમ સંતોષપૂર્વક બોલ્યા, હે કુળ દીપાવનારી સ્ત્રી, આ તારા પતિને મેં મુક્ત કીધો. એ નિરોગી રહેશે ને એના સર્વ મનોરથ પુરા થશે. તમને બન્નેને ૪૦૦ વર્ષનું આયુષ્ય પ્રાપ્ત થશે. પુષ્કળ યજ્ઞ કરી સત્યવાન જગતમાં કીર્તિવાન થશે, તેનાથી તને સો પુત્ર થશે. તે પણ કીર્તિવાન તથા પુત્રપૌત્રવાન થશે. તારા બાપને સો પુત્ર થશે તે પણ પુત્રપૌત્રવાન થશે; એ તારા ભાઇ દેવ સરખા શોભશે. આ પ્રમાણે ભાષણ કરી યમ સાવિત્રીને પાછા જવાનું કહી પોતાના સ્થાન પ્રત્યે ચાલ્યા.

પતિને જીવતદાન દઇને યમ ગયા એટલે સાવિત્રી પણ જ્યાં પતિનું પ્રેતશરીર પડયું હતું ત્યાં આવી, અને ધણીનું માથું જમીન પરથી ઉંચકીને જાંગ પર મૂકી બેઠી. એટલામાં સત્યવાન જાણે ઉંઘમાંથી જાગ્યો હોય એમ સાવધ થઇ તેણીને કહેવા લાગ્યો, હું લાંબો વખત ઉંઘ્યો તેં મને જગાડયો કેમ નહિ? મને લઇ જનાર કાળપુરૂષ ક્યાં છે? 'એ સાંભળી સાવિત્રી બોલી,

તમે મારી જાંગ પર ઘણી વાર સુધી ઉંઘ્યા, તે કાળ પુરૂષ ગયા. તે પ્રજા પર અંકુશ ચલાવનાર યમ છે; તમે વિશ્રાંતિ લઇને જાગ્યા છો. જો તમને ઠીક લાગે તો હવે ચાલો, છેક રાત પડી ગઇ.

પછી સત્યવાન સાવધ થઇને ઉભો થયો, ને ચોતરફ નજર કરી સાવિત્રી પ્રત્યે બોલ્યો, હું તારી સાથે ફળ લઇ જવા આવ્યો, પછી લાકડાં કાપતાં મારૂં માથું દુખવા લાગ્યું. માથાની વેદનાથી મારાથી ઉભા રહેવાય નહિ એવું થયું, ત્યારે હું તારી જાંગ પર માથું મુકી ઉંઘ્યો એટલું મને યાદ છે. પછી મને ઉંઘ આવી ત્યારે મને કાળકુટ્ટ ભયંકર એવો એક પુરૂષ દેખાયો. તને આ વાતમાં કંઇ ખબર હોય તો કહે, મને સ્વપ્ન આવ્યું અથવા તો મેં કંઇ દીઠું તે ખરૂંજ હતું.

એ સાંભળી સાવિત્રી બોલી, રાત ઘણી વહી ગઇ છે, સવારે તમને બધું કહીશ. હવે ઉઠો, માબાપ કને ચાલ્યા જઇએ. સૂર્ય તો ક્યારનોએ અસ્ત પામ્યો. રાત બહુ જાય છે. નિશાચર ભયંકર શબ્દ કરતાં કરતાં ફરવા લાગ્યા છે. વનપશુ રાનમાં ફરે છે તેના અવાજથી મને ભય લાગે છે. સાવિત્રીનું બોલવું સાંભળી સત્યવાને કહ્યું, આ રાન બહુ ભયંકર છે, ઘોર

અંધારૂં થઇ રહ્યું છે. તને રસ્તો ખબર નથી તેથી તારાથી ચલાવાનું નથી.

**સાવિત્રી**—આજ આ વનમાં એક સુકાઇ ગએલું ઝાડ બળે છે, પવન છુટયો છે, એટલે તેના બળતાને લીધે કોઇ કોઇ ઠેકાણે ઉજાસ પડે છે, ત્યાંથી વસ્તેવ લાવી હું તાપણું કરીશ. લાકડાં તો આપણી પાસે છેજ, જવાનું મન નહિ હોય તો આજની રાત અહીં રહીએ. તમને ઠીક લાગતું નથી એમ દેખાય છે, ઘાડા અંધકારમાં જંગલમાંનો રસ્તો પણ દેખાવાનો નથી, પહો ફાટતાંજ. વહેલાં નિકળી પડીશું, તમને રૂચે તેમ કરીએ.

**સત્યવાન**—માથાનો દુખાવો ગયો, હાથપગમાં શક્તિ આવી એમ લાગે છે. તું કૃપા કરી ચાલશે તો માબાપને જલદી મળાશે. આજ પર્યંત હું આવી કવેળાએ આશ્રમ બહાર ગયો નથી. સાંજ પડી નહિ હોય, ત્યારથીજ મા મને બહાર જવા દેતી નહિ. દહાડે પણ હું બહાર જાઉં એટલે માબાપ ફિકર કરવા માંડે. પિતાજી લોકને સાથે લઇ મને શોધવા નિકળી પડે. આટલી વાર ક્યાં ગયો હતો ? એવું કહી માતપિતા ઘણી વાર મારા પર ગુસ્સે ભરાયાં છે. આજ મારે લીધે તેમની શી અવસ્થા થઇ હશે તેની મને ફિકર થાય છે. હું જલદી તેમને

મળું નહિ તો તેમને ઘણું દુઃખ થશે. આગળ ઘણી વાર બન્ને જણ રાત્રે દુઃખના માર્યા રડતાં ને પ્રેમથી મને કહેતાં કે દીકરા, તારા શિવાય એક ઘડી ભર પણ અમારાથી જીવાય નહિ, ખરેખર તું છે ત્યાં સુધીજ અમે જીવતા છીએ. અમે બન્ને આંધળા, તું અમારી આંખ છે. તું છે તો અમારો વંશ ચાલશે. તુંજ અમને પીંડ મુકશે. તારે લીધેજ અમારા કુળની કીર્તિ છે. મારા માબાપ વૃદ્ધ છે, હું તેમનો ટેકો છું. આજ રાત્રે જો હું તેમને ન મળ્યો તો તેમની શી અવસ્થા થશે? ઉંઘે મારો બહુ બગાડ કીધો. ઉંઘ આવી ગઇ તેથી આજ માતપિતા સંકટમાં પડયાં, હું પણ સંકટમાં પડ્યો. માબાપ વગર તો હું પણ પ્રાણ રાખવાનો નહિ. પિતાજી ફિકર કરતાં કરતાં દરેકને મારા વિષે પુછતા હશે. મને પોતાને માટે ચિંતા નથી, પણ માબાપની ખાતર મને માઠું લાગે છે. મારે લીધે આજ તેમને ભારે દુઃખ થશે. તે જીવતાં હશે તો હું જીવતો રહીશ. તેમનું પાળણપોષણ કરવું એ મારૂં કર્તવ્ય છે એવું બોલી પિતૃભક્ત સત્યવાન હાથ ઉંચો લઇ જઇ ડુસકે ડુસકાં ભરી મોટેથી રડવા લાગ્યો.

આ પ્રમાણે પતિ દુઃખિત થએલા જોઇ સાવિત્રી તેની આંખો લૂછી બોલી:—જો મેં કંઇ તપ કીધું હોય, દાન આપ્યું હોય,

હવન કીધો હોય તો તે પુણ્યે કરી મારાં સાસુ સસરા ને પતિ આજ સુખી રહો. મને સાંભરતું નથી કે હું મશ્કરીમાં પણ અસત્ય બોલી હોઉં. તે પુણ્યે કરી સાસુ સસરા સુખી રહો

**સત્યવાન**—પ્રિયા, માતપિતાને જલદી મળાય એવી મારી ઇચ્છા છે. ચાલ, મોડું ન કર. હું સોગંદપૂર્વક કહું છું કે જો કંઇ માઠું સાંભળીશ તો હું જીવતો રહેવાનો નથી. જો તારી બુદ્ધિ ધાર્મિક હોય, જો હું જીવતો રહું એવું તને લાગતું હોય, હું કહું છું તેમ તારે કરવું હોય, તો હમણાંજ આશ્રમે જઇએ.

ધણીનું બોલવું સાંભળી સાવિત્રી પોતાના ચોટલાનો અંબોડો બાંધી ઉભી થઇ. તેણે હાથનો ટેકો આપીને ધણીને ઉઠાડયો. સત્યવાને ઉભા થઇને શરીર પરથી ધૂળ ખંખેરી ફળની ટોપલી તરફ જોવા માંડયું. ફળ અહીં રહેવા દઉં, સવારે આવીને લઇ જઇશ. કુહાડીનો તમને રોજ ખપ પડે છે તે હું લઉં છું એમ બોલી સાવિત્રીએ ફળની ટોપલી ઝાડ પર ટાંગી મુકી. કુહાડી લીધી ને પતિનો હાથ પોતાની ખાંધ પર મુકી જમણે હાથે તેને બાઝીને (જમણો હાથ સત્યવાનની પીઠ પર આડો નાંખી) તે ધીમે ધીમે ચાલવા લાગી. ત્યારે સત્યવાન બોલ્યો, હે પ્રિયા, બીતી નહિ, વારંવાર મારૂં અહીં આવવાનું થાય છે તેથી મને વાટ

જાણીતી છે. ઝાડમાંથી ચંદ્રનું અજવાળું પડે છે, તેને લીધે થોડું થોડું દેખાય પણ છે. જ્યાં ફળ એકઠાં કીધાં ત્યાંજ આવ્યા છીએ, કંઇ વિચાર નથી કરવો. જે રસ્તે આવ્યા તે રસ્તે ચાલ. હવે હું સાવધ થયો છું, મને ચાલવાની શક્તિ આવી. એમ થાય છે કે માબાપહવે ક્યારે મળે? આ પ્રમાણે બોલતાં તેઓ આશ્રમ તરફ ચાલ્યાં.

હવે આશ્રમ તરફ નજર કરીએ. અરણ્યમાં ઉપર વર્ણવેલો બનાવ બન્યો તેજ વખતે ધુમત્સેન રાજાને એકાએક દૃષ્ટિ પ્રાપ્ત થઇ, ને સઘળું સ્વચ્છ દેખાવા લાગ્યું. તેને પોતાના દીકરા વિષે બહુ ફીકર લાગવા માંડી. સ્ત્રીને સાથે લઇ બધે આશ્રમે ફરી વળ્યા. નદી પર જઇને જોયું, રાનમાં ને સરોવરમાં પણ શોધ કીધી, પણ કશો પત્તો લાગ્યો નહિ. કોઇનું બોલવું સંભળાય એટલે સાવિત્રી ને સત્યવાન આવતાં હશે એમ કહી બન્ને તે તરફ જોવા લાગતાં. કાંટા ને પત્થર વાગવાથી બન્નેના પગ લોહીવર્ણુ થઇ ગયા, ને ગાંડા સરખા તેઓ આમ તેમ દોડતાં, ત્યારે આશ્રમમાંથી બ્રાહ્મણોએ નિકળીને તેમને સમજાવી પાછા આણ્યાં. ત્યાં તેમના મનને વિશ્રામ આપવાને વૃદ્ધ ઋષિઓ આગળ થઇ ગએલા રાજાઓની ચમત્કારી વાત કહેવા લાગ્યા. પણ ધુમત્સેન રાજા

તો એ સત્યવાન, દીકરા, તું ક્યાં છે! સાવિત્રી, દીકરી, તું ક્યાં ગઇરે! એમ કહી મોટેથી રડવા લાગ્યાં.

તેમની એવી દશા જોઇ સુવર્ચા નામે બ્રાહ્મણ તેમને કહેવા લાગ્યો. સત્યવાનની સ્ત્રી સાવિત્રી મહા પતિવ્રતા, તપસ્વી, જીતેંદ્રિય ને આચારસંપન્ન છે. સત્યવાન સુખરૂપ છે એમાં સંશય નથી.

**ગૌતમ**—હું સાંગવેદ ભણ્યો છું, મોટી તપશ્ચર્યા કરી છે, નાનપણથી બ્રહ્મચારી છું. ગુરૂ તથા અગ્નિ સેવ્યા છે, સ્વસ્થપણાથી સઘળાં વ્રત કીધાં છે, વાયુ પ્રાશન કરી ઉપવાસ કીધો છે આ સર્વના યોગે મને બીજાના મનની વાત સમજાય છે. સત્યવાન સાજો સામો છે એ ખચીત જાણો.

**ગૌતમના વિદ્યાર્થી**—અમારા ગુરૂજીના મુખમાંથી નીકળેલાં વાક્ય કદી ખોટાં પડનાર નથી. સત્યવાનનો પ્રાણ જરાએ જોખમમાં નથી.

**બીજા ઋષિ**—સત્યવાનની સ્ત્રી સાવિત્રી સૌભાગ્યના સર્વ લક્ષણયુક્ત છે. તેણીના જીવને કંઇ નુકસાન પહોંચ્યું નથી.

**દાલભ્ય ઋષિ**— તમને આંખે દેખાતું થયું. સાવિત્રી વ્રત કરીને ઉપવાસી ગઇ છે. સત્યવાન કુશળ છે એમાં શક નથી.

**ભારદ્વાજ ઋષિ**—સાવિત્રી તપસ્વી, જીતેંદ્રિય ને આચાર-સંપન્ન છે. સત્યવાન ખુશીમાં છે એમાં શક નથી.

**અપસ્તંભ ઋષિ**—દિશા ખુશમય લાગે છે. પશુ પક્ષી સુસ્વરે કરી મીઠા અવાજ કરે છે. તમે ક્ષત્રી ધર્મ પ્રમાણે ચાલનારા છો. સત્યવાન જીવતો છે એ ખાત્રીપૂર્વક જાણો.

**ધૌમ્ય**—તમારો પુત્ર સર્વગુણસંપન્ન, લોકપ્રિય, અને સારાં લક્ષણ વાળો છે. તે ચીરંજીવી છે એમાં સંશય નથી.

એ પ્રમાણે તે સત્ય ભાષણ કરનારા ઋષિઓએ સાંત્વન કર્યાથી ધુમત્સેન રાજા જરા શાંત થયા. પછી બે ઘડીમાં સાવિત્રી સત્યવાનને લઇને આશ્રમે આવી. ત્યારે બ્રાહ્મણો રાજાને કહેવા લાગ્યા; તમારો પુત્ર ઘેર આવ્યો, તમે ફરી દેખતા થયા, હવે તમારો ઉદયકાળ આવ્યો એવું અમે માનીએ છીએ. સત્યવાન અને સાવિત્રી ઘેર આવ્યાં. તમને આંખે દેખાતું થયું એ તમારૂં ભાગ્ય છે. અમે કહ્યું હતું તેમ થયું, હજુ પણ તમારી એક પછી એક અધિક (આબાદી) સમૃદ્ધિ થશે. એમ કહેતાં તે ઋષિઓ તે રાત ત્યાંજ રાજા પાસે રહ્યા. રાજાની સ્ત્રી શૈબ્યા, દીકરો સત્યવાન અને વહુ સાવિત્રી પણ પાસેજ શાંતપણે બેઠાં હતાં, પછી બધા ઋષિ આશ્ચર્ય ચકિત થઇને રાજપુત્રને પૂછવા લાગ્યા.

**ઋષિ**—રાજપુત્ર, તું વહેલો કેમ નહિ આવ્યો? આટલી રાત ક્યાં થઇ? શું અડચણ આવી હતી? માબાપને બહુ દુઃખ થયું. અમને પણ ભારે ફીકર પેઠી, એ કેમ બન્યું તે અમે જાણતા નથી, એનું કારણ કહે.

**સત્યવાન**—પિતાશ્રીની આજ્ઞા લઇ હું સાવિત્રીને સાથે રાખી અરણ્યમાં ગયો, પછી રાનમાં લાકડાં કાપતાં મારૂં કપાળ દુખવા લાગ્યું તેથી હું સૂતો. ઉંઘ બહુ આવી એમ મને લાગે છે, આટલી વાર હું પહેલાં કદી ઉંઘ્યો નહોતો. તમ સર્વને દુઃખ નહિ થાય માટે હું આટલી રાત્રે આવ્યો, બીજું કાંઇ કારણ નથી.

**ગૌતમ**—તારા પિતા ધુમત્સેન રાજા એકાએક દેખતા થયા એનું કારણ તને માલૂમ નથી શું? સાવિત્રી જાણતી હોય તો તેણે તે કહેવું; અમારી સાંભળવાની ઇચ્છા છે, તેને તો બધું ખબર હશે. સાવિત્રી, તું સાવિત્રી દેવી જેવીજ તેજસ્વી છે એ હું જાણું છું. આ સર્વનું કારણ તને માલૂમ છે, છાનું રાખવાનું ન હોય ને કહેવા સરખું હોય તો કહી સંભળાવ.

**સાવિત્રી**—આપ કહો છો તે ખરૂં છે, તમે નિરર્થક બોલ્યા નથી. ગુપ્ત જેવું તો કશું નથી. ખરૂં છે તે સઘળું કહું છું.

પૂર્વે મને નારદ ઋષિએ કહ્યું હતું, તે પરથી આજ મારા પતિનું મૃત્યુ છે એમ જાણીને હું તેનાથી દૂર રહી નહી. પતિને ઉંઘ આવી એટલે સાક્ષાત્ યમ ત્યાં આવ્યા. પતિને બાંધીને તે દક્ષિણ તરફ લઇ ચાલ્યા. તેમની મેં સ્તુતી કીધી, તેમણે મને પાંચ વર આપ્યા, તે આ પ્રમાણેઃ—સસરાજીને દૃષ્ટિ તે રાજ્ય પુનઃ પ્રાપ્ત થાય એ બે વર. પિતાને અને મને સો સો પુત્ર થાય એ બીજા બે વર. અને ભર્તારને ૪૦૦ વર્ષનું આયુષ્ય એ પાંચમો વર. પતિને જીવાડવાને મેં વ્રત કીધાં, એ સર્વ અથ ઇતિ વૃત્તાંત બન્યું તેમ સવિસ્તર મેં તમને કહી સંભળાવ્યું. એણે કરી મારા ધાડા દુઃખનું પરિણામ સારૂં આવ્યું.

**એ સાંભળી ઋષિ બોલ્યા**—હે સાધ્વિ, પતિવ્રતા સાવિત્રી! રાજાનું આખું કુટુંબ દુઃખસાગરમાં બૂડતું હતું, તે તેં તારા પુણ્યથી તાર્યું. આ પ્રમાણે તે પતિવ્રતાની સ્તુતિ કરી, રાજા અને રાજપુત્રની રજા માગી ઋષિઓ આશ્રમે ગયા. પછી સૂર્યોદય થયો એટલે તે ઋષિ સ્નાન સંધ્યાથી પરવારી ફરી દ્યુમત્સેન કને આવ્યા, અને સાવિત્રીના મહા ભાગ્યનું પુનઃ વર્ણન કરવા લાગ્યા. એવામાં શાલ્વ દેશથી રાજાના પ્રધાન આવ્યા, તેમણે કહ્યું કે તમારા શત્રુને સેનાજ પ્રધાને માર્યો, તેથી તેનું સર્વ

લશ્કર નાસી ગયું. બધા લોકનું એવું કહેવું છે કે દ્યુમત્સેન આંધળા હોય કે દેખતા હોય પણ તેજ અમારે રાજા જોઇએ, એમ ઠરાવ કરી તેમણે અમને અહીં મોકલ્યા છે. હાથી, ઘોડા. રથ વિગેરે વાહન તૈયાર છે, ચતુરંગ સેના તમને લેવા આવી છે, મહારાજ, વહેલા પધારો, તમારા જયની શહેરમાં આણ ફેરવી છે. આપ વડીલોપાર્જીત રાજ્ય દીર્ઘ કાળ ચલાવો. એમ બોલતાં તે તેજસ્વી રાજાને દૃષ્ટિ પ્રાપ્ત થઇ, એ જોઇને બધાએ આનંદથી સાષ્ટાંગ નમસ્કાર કીધા. પછી આશ્રમમાંના સર્વ વૃદ્ધ ઋષિને નમસ્કાર કરી રાજા નગરમાં જવા નીકળ્યા. જતી વખતે રાજાનો સર્વેએ ઉત્તમ સત્કાર કીધો. પછી રાજા સ્ત્રી, પુત્ર, વહુ સહવર્તમાન રથમાં બેસી સેના સહિત નગરમાં આવ્યા. ત્યાં પહોંચતાં વારને પૂરોહિતે તેમનો રાજ્યાભિષેક કીધો. રાજપુત્રને યુવરાજપદ આપ્યું. પુષ્કળ દિવસ વીત્યા એટલે સાવિત્રીને સો પુત્ર થયા. તેમજ સો સગા ભાઇ થયા.

આ પ્રમાણે પોતાનો, પિતાનો, માનો, સાસુનો, સસરાનો, ભર્તારનો, આખા કુળનો ને એમ સર્વનો સાવિત્રીએ ઉદ્ધાર કીધો. તેમજ હે ધર્મ રાજા, સાવિત્રી સરખીજ પતિવ્રતા દ્રૌપદી તમ સર્વનો ઉદ્ધાર કરશે. આવી રીતે મહાત્મા માર્કંડ ઋષિએ સાંત્વન

કીધાથી ધર્મરાજ યુધિષ્ઠિર કામ્યક વંનમાં સ્વસ્થપણે (ઉચ્ચાટ વગર) રહેવા લાગ્યા. સાવિત્રીનું આ ઉત્તમ આખ્યાન જે સાંભળશે તેના મનોરથ પૂર્ણ થશે, તેને દુઃખ આવનાર નથી.



## નીતિ તથા ભક્તિ.

ભક્તિ એટલે આરાધના, તે મારે કોની કરવી ? શા માટે કરવી ? અને કેવી રીતે કરવી ? મારો ઉત્પન્ન કર્ત્તા, મારૂં રક્ષણ કરનાર, મારૂં કલ્યાણ કરવાને શક્તિમાન એવા અખિલ વિશ્વના અધિપતિ, સર્વદ્રષ્ટા, નિરાકાર, સર્વસ્વામી, અપાર જ્ઞાની, પૂર્ણ પ્રેમી, સર્વવ્યાપક, જગન્નિયંતા પરમેશ્વરની મારે ભક્તિ કરવી. મારે તેની ભક્તિ એ માટે કરવી કે, તેણે મને સાર અસાર પારખવાને વિવેકબુદ્ધિ આપી છે. તે મને નિત્ય સંભાળે છે. તેનાથી ગુપ્ત હું કંઇ રાખી શકતો નથી. તે મારાપર દયાળુ છે. કૃપાનો ભંડાર છે. સર્વ કંઇ જૂઠું ને ભૂંડું તે તેની નજરમાં અમાન્ય છે. તે પોતાના ભક્તોને બહુ ચાહે છે. તેમનું ભલું કરવાને હમેંશા તત્પર છે. તેની ઇચ્છા અનુસાર ચાલનારને તે અનંત સુખનું ધામ આપે છે. આ લોકમાં ને પરલોકમાં મારી સર્વ આશા હું તેનાપર રાખું છું. માટે મારો મુખ્ય ધર્મ એ છે કે મારા જીવનના દિવસમાં મારૂં જીવતર પુરૂં થતાં સુધી મારે તેની ઉપકારસ્તુતિ કરવી, ને મારા લાભમાં, મારા ભલાને અર્થે તેણે જે જે કીધું છે તે સંભારતાં રહી તેની મેહેરબાનીને લાયક થવાની હમેંશ કાળજી રાખવી.

હું ઇશ્વર પર ખરા દિલથી પ્રીતિ રાખું એટલુંજ નહિ, પણ તેના સૃજેલા પ્રાણીમાત્ર પર સ્નેહભાવ રાખું. તેમને હરેક રીતે ઉપયોગી થવાને અને જે જે બક્ષીસો મને મળી છે તે બીજાના ફાયદાને અર્થે કામમાં લાવવા હમેશા તત્પર રહું. મારી ચાલચલણ, મારા બોલ, મારાં કૃત્ય એવાં હોય કે જે મને અદૃશ્ય છે પણ જેને હું દૃશ્ય છું તે મારા પર પ્રસન્ન રહે; મને બળ આપે ને સંસારની જૂઠી માયામાં મને ખૂડી જવા ન દે. આ જૂઠા ને અનિશ્ચિત સંસારનું જૂઠું સુખ મને અપ્રિય લાગે, ને હરી નામનો હીરો જે મને હાથ લાગ્યો છે તે હું જાળવી રાખું ને ખોઇ એસું નહિ, એ માટે મારે ઇશ્વરની હરહમેશ ભક્તિ કરવી.

પ્ર૦—મારે ઇશ્વરની ભક્તિ કેવી રીતે કરવી?

ઉ૦—તેનો ડર રાખીને, પ્રીતિપૂર્વક, તે હમેશા મારી સન્નિધ છે, તે મને તપાસે છે, તે મને સારામાં પ્રવૃત્ત થવા ઇચ્છે છે, એવું સમજીને મારે એકચિત્તે, (અડગ) નિશ્ચલ વિશ્વાસથી, સાચા ભાવથી ભક્તિ કરવી. મોટમોટા ભક્ત થઇ ગયા છે તેમના નમૂના મારે આંખ આગળ રાખવા. ઓ હો! તેઓ કેવા શાંત! મારો પ્રભુ મારે માટે જે કરે, જે સ્થિતિમાં મને રાખે તેમાં હું સંતોષિ, એમ સમજીને તેની ઇચ્છા ખોળી, તે મુજબ મારે વર્તન રાખવું.

# નીતિ એટલે મનુષ્ય પ્રત્યેના આપણા ધર્મ.

## પાઠ ૧ લો.

પ્ર.—સ્વસુધારો એટલે શું ?

ઉ.—સર્વશક્તિમાન ઇશ્વરે જે મનની અને તનની શક્તિઓ જન્મથી આપણને બક્ષેલી છે તેને વધારવી કે પૂર્ણ કરવી.

પ્ર.—સ્વસુધારો કયાં કયાં સાધનોથી વધારી શકાય ?

ઉ. ભણીને ઘાણું ખરૂં ઉપયોગી જ્ઞાન મેળવવાથી, સદાચરણી ને ડાહ્યા માણસની સોબતથી સદ્ગુણી ને જ્ઞાન આપે એવી વાત ચિતથી, મહા પુરૂષોનાં સારાં સારાં મતોનું મેહેનત લઇ મનન કરવાથી અને સ્વપરીક્ષાની ટેવ પાડ્યાથી.

## પાઠ ૨ જો.

પ્ર.—સ્વપરીક્ષા એટલે શું ?

ઉ.—આપણાં મત, આપણી કરણીનાં કારણ અને આપણી ચાલ વિષે ખરેખરી અને તરફદારી રાખ્યા વગર તજવીજ કરવી તે.

પ્ર.—સ્વપરીક્ષાથી શા શા ફાયદા થાય ?

ઉ.—સઘળા જ્ઞાનમાં જે સોથી અગત્યનું પોતા વિષેનું જ્ઞાન તે એથી મળે છે. ખરૂં પૂછો તો એનાં ફળ એવાં લાભકારક છે, કે એથી આપણી સઘળી ખામીઓ તજાય છે અને આપણે વધારે સારા ને ડાહ્યા થઇએ છીએ.

## પાઠ ૩ જો.

**પ્ર.**—કરકસર એટલે શું ?

**ઉ.**—માલમિલકતની ઘટારત વ્યવસ્થા કરવી, અને આપણી પેદાશ તથા સાધનોના પ્રમાણમાં ડાહપણથી અને વિવેકથી ખર્ચ કરવો તે.

**પ્ર.**—કરકસર ન કરવાથી શું નુકસાન ?

**ઉ.**—કરકસર વિના અન્યાયી થવાની મોટી ધાસ્તીમાં આપણે આવી પડીએ છીએ. હવે પછી ઇશ્વરને ત્યાં જેનો હિસાબ આપવાનો છે તેની યોગ્ય વ્યવસ્થા કરવામાં આ ગુણ વગર આપણે ઉડાઉ થઇએ છીએ. ઇશ્વરકૃપાથી મળેલાં સાધન જેવાં કે ઈંદ્રિઓ, પૈસોટકો, વખત આપણે બદફેલીથી ખરાબ રસ્તે વાપરીએ તો ઇશ્વરના મ્હો આગળ આપણે શો જવાબ દઇશું ? આપણે બીજાની તંગીઓ વિષે બેદરકાર ને સ્વાર્થી થઇ જઇશું. આપણે પરગજુ શી રીતે થઇ શકીએ ? સામાને મદદ કરવાની આપણને સત્તા ન હોય ત્યારે તેના દુઃખની દરકાર શી રીતે રખાય ? એવું ઘણી વાર બને એટલે પછી દયાભાવ પણ નાશ પામે. જો કરકસર કરીને પૈસો બચાવ્યો હોય તો તે આપણા કોઇ નિરાધાર સુખના સાધન રહિત મનુષ્ય ભાઇના ખપમાં આવી શકે. જો કરકસર કરી વખત બચાવ્યો હોય

તો તે વખતમાં આપણે આપણા કોઇ નિર્બળ ભાઇ, જેઓ સંકટમાં કે દુઃખમાં હોય તેને મદદ કરી શકીએ. જો શરીરની કાળજી રાખી આપણે તેને તંદુરસ્ત ને નિરોગી રાખ્યું હોય તો જુદી જુદી રીતે આપણા સમાગમમાં આવનારાને ઉપયોગી થવાની આપણને હોંસ ને હિંમત હોય.

સૌથી અમૂલ્ય વખત છે. જો આપણને આપણું જીવતર વહાલું હોય તો વખતનો ખોટો ઉપયોગ કરવો નહિ. વખતનો સદુપયોગ કરીએ તો આપણે ઇશ્વર આરાધનાને માટે વખત બચાવી શકીશું. ઇશ્વરભજનથી આપણું મન નિર્મળ થાય છે, સુમતિ સૂઝે છે, પાપકર્મથી વેગળા રહેવાય છે અને ઇશ્વર તેથી રાજી થાય છે. માટે દરરોજ વખત બચાવી તેની ભક્તિ કરવાનો સર્વ મનુષ્યે નિયમ બાંધવો જોઇએ.

## પાઠ ૪ થો. ઉદ્યોગ.

પ્ર.—ઉદ્યોગીપણું એટલે શું ?

ઉ.—જે કામ કે ધંધામાં આપણે પડ્યા હોઇએ તેમાં એક સરખી રીતે ને દૃઢપણે મચ્યા રહેવાની ટેવ.

પ્ર.—ઉદ્યોગથી શા લાભ થાય છે ?

ઉ.—શરીરને રોગથી ને મનને દુ:કર્મોથી બચાવનાર ઉદ્યોગ છે. આરોગ્યતા, આનંદ, પૈસોટકો, સંતોષ, સદ્દગુણ અને સુખ

એ સૌ ઉદ્યોગનાં ફળ છે. જેને જોઇએ તેટલો કામ ધંધો છે તેને દુખી સમજવો નહિ.

## પાઠ ૫ મો.

પ્ર.—સત્યશીલતા એટલે શું ?

ઉ.—પ્રમાણિક પણે અને ચોખવટથી ચાલવું ને દરેક જાતની ઠગાઇ ને ઢોંગથી દૂર રહેવું.

પ્ર.—સત્યશીલ માણસમાં કયા કયા ગુણ હોઇ શકે ?

ઉ.—શુદ્ધતા, પ્રેમ, દયા, સાચાઇ, નમ્રતા, ન્યાયીપણું ને બુદ્ધિ.

પ્ર.—સત્યશીલ થવા ઇચ્છનાર માણસે કયા કયા દુર્ગુણોનો અવશ્ય ત્યાગ કરવો ?

ઉ.—ક્રોધ, કપટ, ઇર્ષા, જુઠું, ચોરી, લુચ્ચાઇ, ગર્વ, કુવાચ, અભિમાન.

પ્ર.—ચોખવટનું ઉલ્લંઘન શા શા કારણથી થાય છે ?

ઉ.—લોભી સ્વભાવ, ઉડાઉપણું, સ્વચ્છંદ, એદીપણું, અને સુધર્યા વગરની સમજશક્તિ.

પ્ર.—અપ્રમાણિકપણાથી અલગ રહેવાના શા શા ઉપાય છે ?

ઉ.—બીજાના ચઢીઆતા સુખ સંપત તરફ અદેખાઇ કર્યા

શિવાય જોવાની ટેવ પાડવી, આપણી આશાતૃષ્ણાને આપણા સાધનોની હદ બહાર જતી અટકાવવી, આપણા ધંધારોજગારમાં મેહેનત લઇ મચ્યા રહેવું, અને એ દુર્ગુણ અધમ ને નીચ છે એવું આપણા મનમાં સમજી રાખવું.

## પાઠ ૬ઠ્ઠો ભાંડુ ધર્મ.

**પ્ર.**—ભાંડુ ધર્મ એટલે શું?

**ઉ.**—ભાઇ બેન ને સગાંવહાલાં તરફ હેત પ્રીત રાખવી તે.

**પ્ર.**—આ ધર્મ પાળવા માટે આપણે શું કરવું જોઇએ?

**ઉ**—હરેક બાબતમાં બને ત્યાં સુધી ખમવું ને માફ કરવું. આપણીજ મરજી પ્રમાણે થાય ને આપણનેજ સુખ મળે તે તરફ ન જોતાં સામાને સુખી કરવામાં તત્પર રહેવું.

## પાઠ ૭મો કૃતજ્ઞતા.

**પ્ર.**—કૃતજ્ઞતા એટલે શું?

**ઉ.**—મળેલા લાભ બદલ ઉપકાર માનવાની વૃત્તિ; અને એ લાભ આપનારનો આપણાથી બને તેમ સારી રીતે બદલો વાળવાની ઇચ્છા.

**પ્ર.**—આપણી કૃતજ્ઞતા સૌથી સારી રીતે કેમ બતાવી શકાય?

૭.—આપણા ઉપર ઉપકાર કરનારની જેવી ઇચ્છા જણાય તે પ્રમાણે નિમકહલાલીથી ચાલવું, તેની આજ્ઞા બરાબર માનવી, અને તેનું સન્માન રાખવું; તેની સેવા કરવી, ને તેનું કલ્યાણ થાય એમ ખરા મનથી ઇશ્વર પાસે માગવું.

કૃતજ્ઞતા કરતાં વધારે ખુશકારક મનનો એકે ગુણ દેખાતો નથી, એથી અંતઃકરણમાં એવો સંતોષ ઉપજે છે કે એ ફરજ અદા કરવાથી તેનો પૂરતો બદલો મળી રહે છે. બીજા સદ્-ગુણની પેઠે એનો અમલ કરવો મુશ્કેલ કે દુઃખિત કરનાર નથી, પણ એમાં એટલો બધો આનંદ રહેલો છે, કે એને માટે કોઇ ચોક્કસ ફરમાન (આજ્ઞા) ન હોય તેમજ એનો કંઇ બદલો મળવાનો ન હોય તો પણ ઉદાર મન, કૃતજ્ઞતાથી ઉપજતા સ્વભાવિક સંતોષને લીધે તેનું આચરણ કરે છે. જો મનુષ્યને મનુષ્ય પ્રત્યે કૃતજ્ઞતા અદા કરવાની છે તો પોતાના કર્ત્તા તરફ તેણે કેટલા વધારે આગ્રહથી તે દર્શાવવી જોઇએ! સર્વસ્વામિ ઇશ્વર પોતાનાં કૃપાદાન આપણા પર વરસાવે છે એટલુંજ નહિ પણ જે ફાયદા ને લાભ આપણને બીજા માણસો તરફથી મળે છે તેનો અપાવનાર પણ તેજ છે.

દરેક સુખ જે આપણે[1] ભોગવીએ છીએ તે ગમે તે ઉપાયથી

મળ્યું હોય તો પણ તે કલ્યાણના કર્ત્તા અને દયાના પિતાની બક્ષીસ છે.

## પાઠ ૮.

પ્ર.—સભ્યતા એટલે શું?

ઉ.—બીજા સાથે માયા, મમતા ને સલુકાઇથી વર્તવું, એટલે આપણા સમાગમમાં તેમને સુખચેન લાગે. આપણે પોતાના કરતાં તેમને વધારે માનવંતા ગણવા અને તેમને માટે કાળજી રાખવી.

એથી લોક આપણા વિષે સારો વિચાર બાંધે છે અને તેઓ આપણું વિશેષ માન રાખે છે. એથી સંસાર સુખરૂપ થાય છે.

## પાઠ ૯ મો.

પ્ર.—સહનશીલતા એટલે શું?

ઉ.—કકલી ઉઠયા વગર દુર્દૈવ અથવા બીજાએ આપેલી પીડા, ઠપકો, વગેરે સાંખી શકાય એવો મનનો ગુણ.

પ્ર.—સહનશીલતાથી શો લાભ થાય છે?

ઉ.—માથે આવેલી આપત્તિમાં મન શાંત રહે છે. જોઇતી મહેનત કરવાને અને ફાવતી જોગવાઇ સાંધી લેવાને આપણે

શક્તિવાન થઇએ છીએ. એથી આપણા સામાવાળીઆનું જોર કમીં થાય છે, જુલમી માણુસ પણ ઓશીઆળો થઇ જાય છે.

## પાઠ ૧૦ મો.

પ્ર.—પરોપકાર એટલે શું ?

ઉ.—આપણા કરતાં ગરીબની તંગીઓ દૂર કરવામાં આપણી પાસે જે હોય તેનો કેટલોક ભાગ મોકળે હાથે વાપરવામાં તત્પર રહેવાનો ગુણ.

પ્ર.—પરોપકાર બુદ્ધિ કોને કહે છે ?

ઉ.—માણુસજાતનું સારૂં કરવાની લાગણી તથા તેમનાં સુખ વધારવાની અને તેમની જરૂરીઆત પૂરી પાડવાની એક સરખી તીવ્ર ઇચ્છા.

### શ્લોક.

परोपकाराय फलंति वृक्षाः
परोपकाराय वहंति नद्यः ।
परोपकाराय दुहंति गावः
परोपकारार्थ मिदं शरीरम् ॥

અર્થ:—પરોપકાર માટે ઝાડ ફળ લાવે છે, પરોપકાર અર્થે નદીઓ વહે છે, ગાય દૂધ દે છે, અને આ શરીર પરોપકાર કરવા સારૂ ઇશ્વરે આપ્યું છે.

પ્ર.—ઉદારતા કોને કહે છે?

ઉ.—ઉદારતા એક સદ્‌ગુણ છે જે બીજાઓને લાભ પમાડવાના પ્રયત્ન કરવામાં સમાયલો છે; ખસુસ કરીને એવા લોકને કે જેમનો આપણી સખાવત ઉપર કશો હક નહિ હોય.

## પાઠ ૧૧ મો દ્રવ્યના લાભ.

પ્ર.—દ્રવ્યના લાભ શા શા છે?

ઉ.—દ્રવ્ય આપણને ઘણાંએક સુખનાં સાધન મેળવી આપે છે, મિત્રો થાય છે; દ્રવ્યવાન માણસ ઉદાર મનનો હોય તો ઘણા માણસ તેના મિત્ર થવાનું શોધે છે. દ્રવ્યના સદુઉપયોગથી માણસ પોતાના કુટુંબના અને પોતાના ખપનાં સઘળાં વાનાં મેળવી શકે છે, કેળવણી લઇ શકે છે, મુસાફરી કરી અવલોકન શક્તિ વાપરી પોતાના મનનો સુધારો કરે છે, અને જેઓ તંગીમાં હોય તેમને ઉદારતાથી મદદ કરે છે, ઉદ્યમ ચલાવી ઘણા માણસોને રોજી આપી શકે છે; દ્રવ્ય એ ઉદ્યોગનું ફળ છે.

દ્રવ્યવાને પોતાના ગરીબ પાડોશીને તુચ્છ ગણવો નહિ.

## પાઠ ૧૨ મો મનના સુધારા વિષે.

પ્ર.—મન કેવું છે? શું કરી શકે છે?

ઉ.—એ દેખાતું નથી પણ એ માણસમાં સમજણ આણનારી શક્તિ છે, એ કલ્પના કરે છે, વિચાર કરી શકે છે તથા કારણ સમજે છે.

પ્ર.—એ શી રીતે નાનું કે મોટું થઇ શકે?

ઉ.—એ વિદ્યાથી મોટું થાય છે, અને અજ્ઞાનતાથી તથા મોજશોખથી બગડે છે. એ વડે આ લોકનું ને પરલોકનું સુખ પ્રાપ્ત કરી શકાય છે, એ ઘણું મોટું છે, કદી તૃપ્ત થતું નથી.

પ્ર.—મનને શો ખોરાક આપવો?

ઉ.—જેમ શરીરનું પોષણ અન્નથી થાય છે તેમ મનનું પોષણ થવાને સારા વિચારો, અવલોકનને સારી ચોપડીઓ જોઇએ. નજીવી ચોપડીઓ વાંચ્યાથી મન હલકું થાય છે; નઠારી ચોપડીઓ વાંચ્યાથી મન છેકજ નકામું થાય છે; માટે વિચાર કરીને તેને યોગ્ય એવો સારામાં સારો ખોરાક આપવો, અને સારા દાખલા પર નજર રાખી તેને સુધારતા રહેવું.

પ્ર.—મનને શી કસરત આપી શકાય?

ઉ.—મનને કાબુમાં રાખવું, અભ્યાસ કરવાનો ને વિચાર કરવાનો મ્હાવરો રાખવો, એથી મનની શક્તિઓ વધે છે ને ખુલે

છે. વળી આપણા સુખમાં વધારો થાય છે, ઉંચી જાતની ઉમેદો થાય છે, સૌ પર પ્રીતિ વધે છે, પરમેશ્વરની ધાસ્તી રહે છે, અને નઠારાં કર્મથી વેગળા રહેવાની સમજણ આવે છે. વળી એથી આપણને ખુશી થાય છે, કેળવણી મળે છે, અને એવા અનેક ફાયદા થાય છે.

સ્વચ્છ મનમાં ડહાપણ ને સદ્‌ગુણ વસે છે, માટે સારા મનની કીંમત અમૂલ્ય છે.

## પાઠ ૧૩ મો. પ્રીતિ.

પ્રીતિ તો સર્વ ગુણોમાં શ્રેષ્ઠ છે. આપણા સરજનહારની અખૂટ પ્રીતિ આપણે રોજ અનુભવીએ છીએ. આપણા સમાગમમાં આવનાર દરેક માણસ પર આપણે પ્રીતિ રાખવી તથા બતાવવી; પ્રીતિના શબ્દો બોલતાં તથા માયાનાં કૃત્યો કરતાં આપણને ખર્ચ લાગતો નથી, ને સામાનું મન ઘણું સંતુષ્ટ થાય છે. આપણે સર્વ પર પ્રીતિ રાખતા હોઇશું તો કોઇનું ભુંડું આપણે હાથે થવાનું નહિ, પણ એથી ઉલટું આપણે સૌને વહાલા લાગીશું; અને વળી એમ કરતાં ઇશ્વરની આજ્ઞા આપણાથી પળાશે.

# પાઠ ૧૪.

## કોઇનો માલ બગાડવો નહિ.

હરકોઇ શખ્સનો ગમે એટલી જૂજ કીંમતનો માલ હોય તો પણ તેને આપણે છેડવું કે બગાડવું ન જોઇએ; એ વાત ઘણી વાર લોક ભૂલી જાય છે, ને જો તે ચોરી લેતા નથી તો પણ તે બગાડે છે. માલના ઉપર માલધણી શિવાય બીજા કોઇનો હક નથી, માલીકપણું તેનુંજ છે. ઘણા લોકને એવી ટેવ હોય છે કે વાડીમાં કે ખેતરમાં ફરવા જાય છે ત્યાં ઝાડો પર કાપા પાડે છે, કે છાલ છોલી નાખે છે; પગ મુકીને છોડ ચાંપતા ચાલે છે, ફૂલ કે ફળ તોડી લે છે, વાડ ભાંગી નાખે છે, અથવા તો ઝાંપો કે દરવાજો ઉઘાડો મૂકે છે તેથી ઢોર પેસી નુકસાન કરે છે.

કોઇના ઘરમાં લગ્ન, નાચ વગેરે જોવાનું હોય છે અને ત્યાં જાય છે તો ભીંતે કોયલાથી કે સફેતાથી લખે છે; વખતે નાની-મુની જણસ ભાંગી નાખે છે.

કેટલાક તો પથરા ફેંકે છે તેથી બારીઓ કે છાપરા પરનાં નળીઆં ભાંગે છે, નિશાળમાં સ્લેટ ફોડે છે, પાટલી પર બેઠા તેને છોલે છે, કે સાદડી બિછાવેલી હોય તો તેના ઉપર કાપ મૂકે

છે, અથવા તેની સળીઓ ખેંચી કાઢે છે; ચોપડીનાં પાનાં ફાડે છે, ને એ પ્રમાણે રમતમાં બગાડ કરે છે.

એ બધી રીતો બહુજ ખોટી છે. કોઇ આપણુને જોવા આપે, રમવા દે, અથવા હરેક રીતે મહેરબાની કરીને તેની વસ્તુનો આપણુને ઉપયોગ કરવા દે, તે બગાડવું એ ઘણુંજ કૃતઘ્નપણું છે.

કોઇનો માલ બગાડવો કે તેનો નાશ કરવો એ ઘણી લુચ્ચાઇ છે. માટે છોકરાઓ, આપણે એવી રીતભાત રાખવી કે આપણે હાથે કોઇનો કશોએ બગાડ ન થાય.




સાવિત્રી ચરિત્ર મળવાનું ઠેકાણું:—

હરીપુરા સુરત.—ડાહ્યાભાઇ નગીનદાસ દલાલ.

મુંબઇ.—નિર્ણયસાગર પ્રેસ.

